॥ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રી કળાભુવન સમાજ

# દેશોદ્ધાર.

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો


રચનાર અને પ્રકાશક

નાહરસિંગ પ્રતાપસિંહ પુરબીઆ.

અને

એમ૦ ડી૦ દેસાઇ.

વનીતા. વિશ્રામ. સુરત.



માર્ગ ૧૯૭૮ આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦ ઇ. સ. ૧૯૨૧.





ત—ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં

ઠાકોરદાસ માનસીંહે છાપી


કિંમત ૦-૪-૦

# પ્રસ્તાવના.

સુજ્ઞ મહાશયો,

વિ. વિ. પૂર્વક લખવાનું કે મારે હાથે તૈયાર થયેલો આ બીજો નાટક આપની સમક્ષ મુકવાને ભાગ્યશાળી થયો છું તેથી હું ઇશ્વરનો અતી આભાર માનું છું. આ લેખ દીપાવવામાં નીચેના ગૃહસ્થોએ જે અમૂલ્ય મદદ કરી છે. તેને માટે તેમનો અત્યંત આભાર માનું છું.

| | |
|---|---|
| એમ, ડી, દેશાઈ | કે, ડી, દેશાઈ |
| એચ, પી, ઠાકોર | એસ, જે. રાંદેરીયા |
| રતીલાલ કે. શાહ | એસ. પી. શ્રોફ |
| એચ. બી. એરંડ | જી. જે. તપખીરવાળા |

લી૦ સેવક

નારણસિંગ–પ્ર. પુરબીઆ.

# દેશોદ્ધાર નાટકનાં પાત્રો



**વજ્રકેશરી**—કાબુલનો રાજા.

**કાયદ**—કાબુલનો ક્રુર સેનાપતી.

**અજીતસીંહ**—પંજાબનો પાટવીકુમાર.

**સત્યસિંહ**—અજીતનો પીતા.

**શત્રુજીત**—દેશભક્ત ભાટ અજીતનો મદદગાર.

**રમણ**—અજીતનો મશ્કરો મીત્ર-સુસીલાનો પતી.

**ચંદ્રપ્રભા**—વજ્રકેશરીની પાલક પુત્રી, અજીતની પત્ની.

**શક્તી**—અલૌકીક દેવી.

**સુશીલા**—રમણશંકરની ચપળ સ્ત્રી.

એ ઉપરાંત દાસ, દાસી, સખી, પ્રજાજન, ખેડુતો, ટહેલીયો નાયક વગેરે વગેરે.



श्री गणेशायनमः ।

# દેશોદ્ધાર નાટકનો ટુંકસાર.

મંગળાચરણ—સુત્રધાર તથા નટીયો વસ્તુ સુચન

પ્રવેશ પહેલો—સ્થળ ચંદ્રપ્રભાનો કુસુમોધાન.

રાજકુમારી ચંદ્રપ્રભાના જન્મોત્સવની ખુશાલીમાં સખીયો તરફથી ભેટ મળવી જેનો ઉપકાર સહીત સ્વીકાર, બાદ સખીયોની વસંત રાજ સંબંધી વાતચીત કરી સખીયોનું જવું, પંજાબના રાજકુમાર અજીત પોતાનો શીકાર એકાએક છટકી જવાથી થાકો નારાશ થયેલો અચાનક રમણશંકર સાથે ચંદ્રપ્રભાના ઉધાનમા આવે છે. તથા રમણને પાણીની શોધ કરવા આજ્ઞા, એકાએક અજીત અને ચંદ્રપ્રભાની દ્રષ્ટીમીલન, અજબ પ્રેમ જયોતી મસ્કરા રમણશંકરની મસ્કરી બાદ અજીતની આજ્ઞાથી ઘોડા જોવા જવું એકાંતનો લાભ લઇ રાજકુમાર અને ચંદ્રપ્રભાના પ્રેમી વિચાર રાજકુમારી ચંદ્રપ્રભાએ અજીતના હાથની માંગણી તેજ વખતે રમણ પ્રવેશ રાજકુમારને સાહસ કરતાં અટકાવવા તથા મસ્કરી કરવી બાદ નીર્મળપ્રેમ જોઇ બહાર પહેરો ભરવા જવું. અજીત ચંદ્રપ્રભાના ગોધર્વ લગ્ન અજીતનું જવું સખીયોનું આગમન ચંદ્રપ્રભાની ઘેલછા જોઇ તેને સખીયોએ બનાવવી. રાજકુમારીની વિવ્હળતા.

પ્રવેશ બીજો—સ્થળ રમણશંકરનું ઘર

રમણશંકરની પત્ની સુશીલા પોતાના પતીને શીકારે ગયાને ઘણો વખત થયા પરંતુ આવ્યા નથી તેથી વાટ જોઇ રહી છે ત્યાં રમણનું આગમન સુશીલાને ગરમ પાણી માટે આજ્ઞા સુશીલાના જવા બાદ

ટહેલીયાનું પ્રવેશવું. રમણુશંકરને જોવા લોટરીમાં દશહજાર રૂપીઆ મળશે એમ કહી જવું બાદ સુશીલાએ ગરમ પાણીની જગ્યાએ ચાહ લઇ આવવું ચાહ જોઇ રમણના હૃદયોગાર સુશીલાને ચાહ મુકવા આજ્ઞા સુશીલાનો ઇન્કાર બાદ માનવું.

પ્રવેશ ત્રીજો—કાબુલપતી વજ્રકેશરીનો દરબાર.

કાબુલપતી વજ્રકેશરી આગલી રાતના સ્વપ્નનાની ખુશાલીમાં દરબાર જલદી બરખાસ્ત કરી પંજાબને કચડી નાંખવા ભીષ્મ પ્રતીજ્ઞા અચાનક શકતી દેવી પ્રાગટ્ય પંજાબને બચાવવા ફરમાન શકતીનો ક્રોધ અને શ્રાપ કે

વર્ષ બે મહી દુષ્ટકાળ તારો થઇ જશે
આ રાજ્ય તારૂં શીર છત્ર વીનાનું રહી જશે
ચંદ ઐશ્વર્યને સત્તા તારી ધુળધાની થઇ જશે

આથી વજ્રકેશરીનો ક્રોધ ગદાથી દેવીને મારવા ધસવું દેવી અદ્રશ્ય વજ્રકેશરીની ગભરામણ.

સ્થળ અજીતનો મહેલ ટેબ્લો.

પ્રવેશ ચોથો—અજીત તથા શત્રુજીતના દેશ સંબંધી ઉદ્ગાર અચાનક રમણશંકર પ્રવેશ તથા મીઠી મશ્કરી શક્તી પ્રાગટ્ય વજ્રકેશરીની ચઢાઇની ચેતવણી અજીતની ગભરામણ ત્યાં શત્રુજીતની ધીરતા શત્રુજીતનું દેશમાં ઉપદેશ આપવા જવું અને અજીત તથા રમણશંકરનું અજીતના પીતા સત્યસીંહને ચેતાવવા જવુ

પ્રવેશ પાંચમો. સ્થળ વજ્રકેશરીનો બાગ.

વજ્રકેશરીના તરંગ, વીચાર દાયદ પ્રવેશ પંજાબને કચડી નાંખવા પ્રતીજ્ઞા કુમારી ચંદ્રપ્રભાયે પોતાના પીતાના નીચ વીચાર જોઇ પશ્ચાતાપ, બાદ લશ્કરની તૈયારી કરવા દાયદનું જવું વજ્રકેશરીનું પછવાડે રવાના થવું ચદ્રપ્રભાએ પોતાના પતી અજીતને કોઇ પણ ભોગે બચાવવા બંન્નેની પાછળ પ્રયાણ

પ્રવેશ ૬ઠ્ઠો—સ્થળ રમણુશંકરનું ઘર.

પોતે ગોવા કોટરીમાં રૂપીયો ભર્યો છે. અને હવે ટેહેલીયાના કહેવામુજબ દશ હજાર રૂપીઆ પાકશે તે વિષેના તેના શેકચલ્લી જેવા વિચાર અચાનક શુશીલા પ્રવેશ રમણુશંકરના ઘેલા વિચાર જોઇ ખાસડાનો માર રમણુશંકરે યુકતીથી પોતાની સ્ત્રીને પીયર મોકલવા વિચાર બાદ કલહ સુશીલાનું જવું

પ્રવેશ સાતમો—પંજાબનું યુદ્ધ મેદાન.

શત્રુજીત, મહારાજા સત્યસિંહ તથા કુમાર અજીત યુદ્ધની તૈયારી કરી રહયા છે. જ્યાં કુમારી ચંદ્રપ્રભાનું ચંદ્રસિંહ નામ ધારણ કરી સત્ય સિંહનો આશરો લેવા આવવું કુમાર અજીતે કીધેલી માગણીનો સ્વીકાર બાદ દાયદનુ આગમન અજીત દાયદનો વિવાદ વજ્રકેશરી પ્રવેશ યુદ્ધ સત્યસિંહનું મરણ કુમાર અજીત પલાયન ચંદ્રસીંહ કેદ ટેબ્લો

પ્રથમ અંક સમાપ્ત.

---

# અંક બીજો

---

પ્રવેશ ૧—સ્થળ જંગલ

કુમાર અજીતના દુઃખી ઉદગાર. પંજાબના વિરયોદ્ધાએનું રમણુ સહીત આગમન પંજાબ ઉપર વજ્રકેશરીના જુલ્મની હકીકત કેહેવી. અજીતનું દુઃખી થવું. યોદ્ધાઓએ સાત્વન આપવું. અજીતે બને તેટલી ઝડપે ફરીથી પોતાની સત્તા જમાવવા વિચાર યોદ્ધાઓની સંમતી.

પ્રવેશ બીજો સ્થળ પંજાબમાં વજ્રકેશરીનો આમંત્રણુ

વજ્રકેશરી પોતાના ખાનગી દીવાન ખાનામાં મદીરાનો ઉપભોગ દાયદે યુદ્ધમાં પકડાયેલા ચંદ્રસિંહને લઇ હાઝર થવું વજ્રકેશરીએ

કરેલી અયોગ્ય માંગણી ચંદ્રસિંહ પોતે ચંદ્રસિંહ નથી પણ સ્ત્રી છે કરી જાહેર થવું. વજ્રકેશરીનો સ્ત્રીપર બળાત્કાર. અજીત આગમન. ચંદ્રપ્રભાનો બચાવ. તથા ચંદ્રપ્રભાનું વજ્રકેશરીની પુત્રી તરીકે જાહેર થવું. તથા પોતે અજીતને પતી માની ચુકી છે કહેવું. વજ્રકેશરીયે અજીતનો પ્રેમ મુકી દેવાનું કહેવું. ચંદ્રપ્રભાની અડગતા. ચંદ્રપ્રભાને કપટથી મહેલમાં મોકલવી. અજીતને કેદ કરવા દાયદને આજ્ઞા અજીતની વીરતા બાદ પ્રયાણ શત્રુજીતનું વચ્ચે પડવું. શત્રુજીત કેદ અજીત પલાયન. ટેબ્લો

પ્રવેશ ત્રીજો—સ્થળ—રમણશંકરનું ઘર.

પોતાની ગામડીયણ સ્ત્રીને યુકતીથી દુર કરી ન્યુસ પેપરમાં નવી બૈરી માટે જાહેર ખબર આપી છે તે વાચી રહ્યો છે. ત્યાં શુશીલા પ્રવેશ. સુશીલા રમણશંકરની વાતચીત, શુશીલાને ઘુંઘટ ખોલવા આજ્ઞા સુશીલાએ યુક્તીથી લખાણ કરાવવું. બાદ રમણે ઘુમટ ખોલવા કહેવું. સુશીલાએ રમણને ઉડાવવો.

પ્રવેશ ચોથો—સ્થળ કારાગૃહ.

શત્રુજીત કેદ પકડાવાથી અને કેદખાનામાં નવરા બેસી રહેવાથી અફસોસ ત્યાં રાજકુમારી ચંદ્રપ્રભાનું કેદખાંનામાં પ્રવેશ. શત્રુજીતે રાજકુમારીને રેંટીયો લાવવા આજ્ઞા, રાજકુમારીયે રેંટીયો આપવો. બાદ દાયદનું આવવું રેંટીયાને જપ્ત કરવાની કોસીશ શત્રુજીતની દ્રઢતા દાયદે જોર જુલમથી રેંટીયો લઇ જવું અજીતનું જેલના સળીયા તોડી દાખલ થવું—શત્રુજીતને લઇ પલાયન દાયદ અને વજ્રકેશરી આગમન શત્રુજીતના ગુમ થવાથી ક્રોધ. અજીતનું બારી વાટે દેખાવું ટેબ્લો

પ્રવેશ પાંચમો—

રમણ પોતે શરત કરીને સ્ત્રી પરણ્યો છે તેથી પસ્તાય છે. તેવામાં સુશીલા પ્રવેશ. રમણની ભૂલ માટે ખાસ ખાસડા ખાવાની

આજ્ઞા રમણે સુમટ બોલાવવા માંગણી સુશીલાનું ખુલ્લા થવું. રમણની મુલ સુધરવી—રમણ સુશીલા મેલાપ.

પ્રવેશ છઠો—દાયદનું નીદ્રાભુવન

રેંટીયા સાથે દાયદ પ્રવેશ બાદ નીદ્રા ધીન થવું શકતી પ્રાગટ્ય. રેંટીયાનું શત્રુજીત પાસે જવું. શકતી અદ્રશ્ય. દાયદ નીદ્રા ભંગ રેંટીયો ગુમ થયો છે જાણી ક્રોધ રેંટીયાનો તથા શત્રુજીતનો સાથે નાશ કરવા પછડી પડવું.

પ્રવેશ સાતમો—શત્રુજીતની ઝુંપડી

શત્રુજીતના છુટકારાથી પ્રજા જનોના ખુશાલી રેંટીયાનું આગમન બાદ પ્રજાજનોને શાન્ત ન અજીતનું શત્રુજીતની આજ્ઞાથી છુપાવું. દાયદ પ્રવેશ દાયદનો નીર્દોશો પર જુલમ. અજીતનું નીર્દોશોની વારે ધાવું દાયદ સાથે ભયંકર વાદ વિવાદ લઢવાની તઈયાર રાજકુમારી ચંદ્રપ્રભાનું આગમન. ત્રણે જણ વચ્ચે ચકમક અંતે લઢાઈ દાયદ હાર. ટેબ્લો

બીજો અંક સમાપ્ત.

# અંક ત્રીજો

પ્રવેશ પહેલો—સ્થળ અજીત એકાંત વાસ

દાયના મરવાથી અજીતની ખુસાલી બાદ ચંદ્રપ્રભાની તથા અજીતના પ્રેમ ચેષ્ટા.

પ્રવેશ બીજો—રમણનું ઘર તથા એજંટની ઓફીસ.

રમણે ટેલીયાને લઈ એજંટની ઓફીસમાં જવું બાદ તકરાર કોમીક અંત. છેવટ.

દાયદ મરણ જેથીભયંકર ગમગીની બાદ અજીત અને શત્રુજીત સાથે પ્રવેશ. વજ્રકેશરીનું મરણ. અજીતને ચંદ્રપ્રભાનો હસ્ત મેલાપ. શાન્તી, શાન્તી, શાન્તી.

ટેબ્લો

ત્રીજો અંક સમાપ્ત

શ્રીગણેશાયનમાં

# હેરોાદ્ધાર

## નાટકનાં ગાયનો

મંગળાચરણ

( ૧ )

**સુત્રધાર—બાળાઓ—**

ૐ શ્રી જયહરી વિભુવર વંદન (૨)

શમશ્રદ્ધા શુભ શાન્તી દેજે શ્રેષ્ઠ વર્તન થાવા કૃપા કરજે

દુઃખ ટરજે, હરી હરજે, સુખ કરજે ......ૐ

આત્મજ્યોતી અમ પૂર્ણ પ્રકાશે સ્વાશ્રયના સ્વામી છો પાસે

ગુણ ભરીદે, અરી હરીલે કૃપા કરી દે—ૐ

**બાળાઓ—** (૨)

જન્મધરી જગમા જેણે જશ લીધા (૨)

રહેણી કરણી રાખી સાર ધર્મી કાર્યો કીધા......જન્મ

મનુષ્યા અવતાર વારવાર નહી આવશે

નમ્ર ભાવે વર્તશો તો સહુજન બોલાવશે

જોર જુલ્મ નહીં કરો તો ઇશ્વર સુખ આપશે

હૃદયધરી સહુનું હીત સાધવુ... ... ...વાહજીવાહ

કીર્તી મયજીવન શુભ ગાળવુ... ... ...વાહજીવાહ

દોસ્તીનો કોલ દઇ કોઇને ન ફસાવવા

રસ્તે ચાલી સુપંથ પ્રભુને સંભારવા...``......જન્મ.

**ચંદ્રપ્રભા—** (૩)

પ્રિય વર્ષા ઋતુ સખી આવી (૨)

પ્રાણી માત્રને મન બહુ ભાવી (૨)........પ્રીય.

મોર પપૈયાં પીયુપીયુ બોલે કોયલડી ટહુકા કરી ડોલે
હર્ષ હ્રદય ફિર લાવી......પ્રીય.
ઘોરઘટા નભમંડળ ડોલે વાંજ ચમકે જીવ બહુ ગભરાયે
મેઘ બુંદ વરસાવે.........પ્રીય.

સખી (૪)

કહે બેની શું જોઇ મોહી બેઠી ખોઇ શુધ સાનનું (૨)
બેઠી મેલી ઘેલી ખાન પાનનું (૨)
કોઇ કાયાને જોઇ માયાને જોઇ

ચંદ્રપ્રભા—અમારી વાતની તારે પંચાતશી ઝાઝી વખાનનું...કરે

૧ સખી ચાલ ચટકે મોહી છે શું બ્હેની મુખ મટકે મોહી છે શું બ્હેન
બ્હેની એવા શા કામન બની બેભાનનું—કોઇ

ચંદ્રપ્રભા— (૫)

મારા ચીતડાના ચોર, મનમંદીરના મોર મને ઘેલી કીધી
ઘેલી કીધી છે પ્રાણપ્યારા (૨)

અજીત—હું પ્રવાસી પંજાબવાસી જાણી લ્યો રાજબાળા (૨)

ચંદ્રપ્રભા—મનના માન્યા મળ્યા કુંવરજી સફળ થયો અવતાર
કુંવરજી સફળ થયો અવતાર—મારા

અજીત—પ્રેમ બંધનથી બાંધ્યો મુજને રસીલી રાજકુમાર.

ચંદ્રપ્રભા—અર્પી ચુકી જીવન મારૂં પહેરાવું વરમાળ.
પાયુને પહેરાવું વરમાળ.

ચંદ્રપ્રભા— (૬)

હાં એજ પ્રાણપ્યારો છે (૨)
ચીતડાનો છે હરનારો ૨ સખી બીજી વાત મંથ્યા...હાં એજ
નીરખી છબી રસીલા પ્રેમઘેલી થઇ હું બાળા

સખી—શીદ તું કરે છે ચાળારે કોઇ જાદુગારો છે......હાં એજ

સુશીલા— (૭)

ઉભી ઉભી વહાલા તણી વાટ જોતી (૨)
મારૂં એ છે હાં અણમોલ મોતી.... .ઉભી.

પ્રાણીથી અધીક પ્યારી હું છું તમારી દારા
આપો મોતી મારૂં કાઇ ગોતી......ઉભી.
આવશે સલુણા ક્યારે મદનની પીડા ભારે
રમણ— આવ્યું તમારૂં સાચું મોતી......ઉભી.

સુશીલા— (૮)

ઝાંઝર જોઇશે પગના (૨)
કડલા નવી ફેશનના (૨)
હાંરે વળી એરાંગહીરે જડેલા—ઝાંઝર.
હેં મને બંગડી સોનાની ઘડાવોરે
માંહી ચુની હીરાની જડાવો (૨)
સાડી લાવો, પોલકા સીવડાવો (૨)

રમણ—હાંરે તુને બંગડી સોનાની ઘડાવું
માંહી ચુની હીરાની જડાવું
સાડી લાવું, પોલકા સીવડાવું (૨)

સુશીલા—ધનરાજને ત્યાં જાવ, મોટર કાર લઇ આવ. તેમાં અમુને
બેસડાવ ત્યારે જાણું તારો ભાવ (૨)
તમે જાવ જાવ જાવ (૩)
રમણ— બેસીજા જાન, ધરીને ધ્યાન—હેં તુને.

નાયકા— (૯)

ગોરી અજબ સુરત બાંકે નયના (૨)
પીયાકે બોલાયે ગોરી મુખ હુન બોલે (૨)
દેખો યારકે બોલાયે જયસે બોલે મયના—ગોરી
પીયાકી કમાઇ હમે કુછભુ ન દેખાં (૨)
દેખો યાર કી કમાઇ પહેંને ગહના—ગોરી

(૧૦)

નરનું કર્યું કંઇ થાયે નહિને વિધિ સહુ કરનાર
લખ્યા લલાટે લેખ જનમના મીથ્યા નહિ થાનાર
કર્મ બંધને કર્યું આપણું આગળ ઉભું થાનાર—નરનું.
લખ્યું લલાટે અશુભ હશે તો શુભ નથી થાનાર
શુભના બેલી શ્રીરામ તો અશુભ નથી થાનાર—નરનું

**રમણ**— બસ રમણશંકરનો બેડો પાર થયો

**સુશીલા**—પીયુ મગજ તમારા આજ ચસ્કી ગયો

**રમણ** ગોવાની લોટરીમાં રૂપીયા બહુ આવશે
રમણશંકરને સહુ શેઠ કરી બોલાવશે
લોટરીની વાટ જોઇ બેસી રહ્યા—પીયું
સ્વદેશી ખાદીનો ભંડાર કાઢશું
ગાડી ઘોડાની એક જોડી લઇ આવશું.
રૂડી રૂપાળી નવી બૈરાને લાવશું
છોકરો થશે તો તેનું હીરો નામ પાડશું
બાપા કહેશે તો આમ ડોકું ધુણાવશું
રઝાકએન્ડ મંગાવી તેને હેતે પરણાવશું
એટલું થયું કે બસ બચો બચો......પીયું

**સુશીલા**—લેતા જાવ ગાડી ફરવાને વાડી આવી રૂપાળી

**રમણ**—ઓય ઓય માડી
પોઝીશનનો આજ ખુરદો થયો......પીયુ

(૧૨)

**સુશીલા**—અરે હાયરે મારા રોયા અરે હાયરે મારા પીટયા
હુ તો ચાલી પીયર મારે લે તારા બલોયા (૨)

**રમણ**—ચાલી જાને તું છાનીમાની નહી તો મારીશ લાત (૨)

**સુશીલા**—હાયરે મુવાજોઇ તને મારા દીલમાં લાગી ઝાળ (૨)

રમણ—દૂર થા કુલટા ગોઝારી
સુશાલા—બુદ્ધી ફરી છે તારી
અણુગણુ આવા મુર્ખ પતીથી ઓ પ્રભુ હું હારી
અરે હાયરે.

(૧૩)

ચંદ્રપ્રભા—પ્રિયતમ કાજે જોગન બનીને પ્રેમની કફની ધારી
જોગનબનીને અલખ જગાવું અંગે વિભુતી ચોળી-પ્રિ.
આ હારકંકણુને તજી બાળા મુગટ શોભાવશે
પ્રિય પીતા જનમ દાતાતણો મદ રણુ મહી ઉતરાવશે-પ્રિ.
પ્રથમ અંક સમાપ્ત.

(૧૪)

અજીત—વિકટ સમય નડયો ફસાયો અરી કેરારે હાથે (૨)
હાથે બાજી ઉડી ગઇ મનની મનમાં રહી
આશા નષ્ટ થઇ વિપત પડી માથે—વિકટ.
બાંધી રહે માતૃભૂમી પરતંત્ર થઇને
હાથે બાજી ઉડી ગઇ મનની મનમાં રહી
આશા નષ્ટ થઇ વિપત પડી માથે—વિકટ.

(૧૫)

યોદ્ધાઓ—ઓ બહાદુરો ઓ શુરવીરો અરીને મારો આહા વીર હાંક ગજાવીયે.
આપણ ક્ષત્રીઓના બાળ, કરીયે દુષ્ટોનો સંહાર
પાપીઓને ફસાવશું, દાવપેચ કળ બળ છળ કપટ
જઇ દુસ્મનો હરાવશું વિજય વિજય વરતાવશું.—ઓ બહાદુરો.

(૧૬)

રમણ—પરદેશી મુસાફર માર્ગ વિકટ છે ચેતી ચાલજો (૨)
આ દેશ તણી વસ્તી સહુ ઠગ છે ચેતી ચાલજો-પરદેશી.

માયા છે અહીંની મહારાણી ચોર તણી પણ ચોર
મોહ મદીરા પાઇ બનાવે અંધજ રોડ નઠોર
યથા રાજા તથા રૈયત છે એક ચોર તો એક ઠગ છે
ઉપરથી ધોળા બગ છે પણ અંતર કાળા કગ છે—ચતુર.
કોઇ કહેશે માત તમારી કોઇ કહેશે તાત
કોઇ કહેશે ત્રીયા તમારી કોઇ કહેશે ભ્રાત
ચતુર ચોરોની એ ચતુરાઇ ભલભલા ગયા ભુલખાઇ
તોલાઓ જરો લુંટાઇ—ચતુર નર.

(૧૭)

સુશીલ—ચાલ ચટકે (૨) બનીઠની આજે પીયુને બનાવવા
બહુ લટકે (૨) ચટક ચાલ ચાલી પ્યારાને ભરમાવવા
પ્રાણપ્યારા મુજ પ્રીતમજીનું રમણશંકર છે નામ
ખુબ બનાવું ના શરમાવું રાખી પુરી હામ—ચાલ.
ઘુંઘટ તાણી, થઇ અજાણી, જઇ વાલમની પાસ
જોઇ મનોહર કાંન્તી મારી રીઝશે પીયુ નાથ—ચાલ.

(૧૮)

રમણ—ગોરી આવો ઘુંટણભેર ખેલો તમે શાને રીસાવો ના ઘેલો બનાવો પ્રેમદા (૨)
સુશીલા—જાવ જાવ મુકો કેડો સતાવોના કામણગારા મારા છે—ગો.
રમણ—ખોયું મેં સહુ ભાન આજ હાં તમને અત્રે જોઇને
સુશીલા—લોક જુએ છે દ્વારસ તમારો આ ન લાગે સારૂં રે
રમણ—પ્યારી દુર ના ખસેડો
સુશીલા—હવે છોડો મારો કેડો
રમણ—પ્યારી ઘુંઘટ પટ ખેલો
સુશીલા—આ રકઝક મલો
રમણ—માનો મનમાની જુવાનીના ખેલો જુવાની ના ખેલ-ગોરી.

(૧૯)

રમણ—ફેશનેબલ બૈરી મારી ફેશનમાં ભરપુર
છલબલથી જમાવે પૂરું મરદોપર નુર
સ્પેકટીકલ આંખે ચઢાવી પગમાં પ્લીશ સૂઝ
ચોળી કસકસતી પહેરી થાયે ડબ્બોગુલ
સરત કરીને આને પરણ્યા થયા પાસાપોબાર
ચીંતા ભારે મનમાં છે સમજી જવામાં સાર

(૨૦)

સુશીલા—શરમાવો (૨) શીદ પ્યારા ભુલ કરો માફ હવે રીસાઓ
તો તમને મારા સમ

રમણ—દુર થારે (૨) ધુતારી ઠગારીઓ નાર રાખ મનમાં આબંદા
પ્રીતમની શરમ

સુશીલા—નવી બૈરી લાવીશ તેની સાથે માળીશ એવા તરંગી
ગોળા ના ખેલજો

રમણ—વશ કીધો મારી વાહ ખુદ્દી તારી આ લખત પર કાંડી મેલજો
સુશીલા—માફ કરજો પ્યારા
રમણ—આવો પ્રેમીદારા......શરમાવો

(બીજો અંક સમાપ્ત.)

(૨૧)

ચંદ્રપ્રભા—પવિત્ર પ્રેમથા મળીયાં વિધિના લેખ તો ફળીયાં
અજીત--વચન મન કર્મથા જડીયા, સુખદ અમૃત ચોઘડીએ—પવિત્ર.
ચંદ્રપ્રભા--સ્વીકારો સ્નેહે આબાળામાં પ્રાતમજી પ્રાણુથા પ્યારા
અજીત--મુકાયે કેમ તે શામા પવિત્ર પ્રેમના ભામા
પૂર્વના પૂણ્ય તો ફળીયાં, રસીલી પ્રેમથા મળીયાં—પવિત્ર.
ચંદ્રપ્રભા--રસીલા રત્નછો મ્હારા, હૃદયમંદીર ના તારા
પધારો પ્રેમમ સાખળીયા સું હર્ષે મંદીરીયા—પવિત્ર.

(૨૨)

રમણ—કપટીથી દુનીયા લોભાય સાચુ કેહતાં માર્યો જાયે દુઃખી થાયે

પોલું વાદળ ગાજે છે પોલી બંસી વાગે છે પોલો તંબુરો
વાગે છે પોલો સાજ વાગે છે
પોલંમપોલા સઘળે ગડબડગોળા સઘળે

(૨૩)

સુશીલા—ઝાંઝરને ઝુમણું લઇ આવજો લટકાળા મારા-હો.....
લટકાળા (૨)
સોનાની વીંટી ઘડાવી હીરલા ઝીણા મુકાવી (૨)
મોતીનો હાર સુંદર લાવજો......લટકાળા મારા.
રમણ—ફેશનની હોશીયારીથી ગરકાવરે-ઘરવાળી મારી-હો......
.........ઘરવાળી મારી.
અસલી રીત ભાત મુકી કર્મધર્મ નીતી ચુકી (૨)
કહે છે મોતીનો હાર સુંદર લાવજો-ઘરવાળી મારી-હો
સુશીલા—માફ કરોને સ્વામી માગ ફેશન પર મુક અંગારા (૨)
સાદી ખાદીની સાડી લાવજો—લટકાવાળા મારા
રમણ—હવે લાવીશું પ્યારી ખાદીની સુંદર સાડી
કોમળ અંગે સોહાવજો—ઘરવાળી
સુશીલા—ખાદી સારી સુંદર સસ્તી, પસ્તાવવામાં સાર છે.
રમણ—પ્યારી મધુરી આપ ચુંચન સમજી જવામાં સાર છે...
એજન્ટ— (૨૪)
ગોઅવે યુ ગોલ્ડન ગેન્ગ
ટેલીયો—અહા હા. હા હા. હા.હા
રમણ—રૂપીયા લાવ દશ હજાર
એજન્ટ—નો નો નો
રમણ—ટીકીટ મારી તું તપાસ.
એજન્ટ—નો નો નો
રમણ—ગોટાળો સર્વ તેં કર્યો તે જાણું છું જરૂર.
ટેલીયો—જવાદો ભાઇ સાબ કંઇ લાવ્યા હશે
એજન્ટ—ગોયુ ડેમ રાસ્કલ બધું પતી ગયું—ગોઅવે

(સમાપ્ત.)